ॐ

श्री शान्तिनाथाय नमः

# श्री शारदा पूजन विधि.


પ્રકાશકઃ—

શા. સદાજી નાથજી

મુ. અભેટી જીલે—સુરત.

—<0>—

…ત ખપાટીઆ ચકલા લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા 'જૈન વિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં મુલચંદ કસનદાસ કાપડીયાએ—છાપ્યું.


જૈન વિધિના પ્રચારાર્થે

વિના મૂલ્ય ભેટ.

# शारदा पूजन विधि.



શુભ મુહુર્તે ( સારા ચોઘડીએ ) પ્રથમ, ચોપડો સ્વચ્છ બાજોઠ કે પાટલા ઉપર પૂર્વ અગર ઉત્તર દિશા તરફ સ્થાપવો, પડખે ઘીનો દીપક તથા ધુપ રાખવો. પૂજા કરનારે પોતાના જમણા હાથે નાડાછડી બાંધવી, અને પછી મનોહર લેખણુ લઈ નીચે લખ્યા મુજબ નવીન ચોપડામાં લખવું.

**ॐ શ્રી ૧।**

**શ્રી પરમાત્મને નમઃ**

**શ્રી ગુરૂભ્યો નમઃ**

**શ્રી સરસ્વત્યૈ નમઃ**

" શ્રી પરમાત્મને નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ શ્રી સરસ્વત્યૈ નમઃ " શ્રી ગૌતમસ્વામીની લબ્ધિ હોજો, શ્રી કેસરીઆજીનો ભંડાર ભરપૂર હોજો, શ્રી ભરતચક્રવર્તીની ઋદ્ધિ હોજો, શ્રી બાહુબલિનું બલ હોજો, શ્રી અભયકુમારની બુદ્ધિ હોજો, શ્રી કયવના શેઠનું સૌભાગ્ય હોજો, શ્રી ધન્નાશાલીભદ્રની સંપતિ હોજો." આટલું લખ્યા પછી ચોપડાનું નામ માલેકી તથા નવી સાલ, મહીનો, દીવસ વગેરે તેમજ જે

ગામમાં અને રાજ્યમાં ચોપડો પરઠવો હોય તે બીના લખી પૂર્ણ કરવું.

**આટલું કર્યા બાદ તેની નીચે, નીચે મુજબ એકથી ત્રણ, સાત, કે નવ 'શ્રી' ઓ દેહેરા આકારે કરવી.**

**શ્રી શ્રી શ્રી**

**શ્રીશ્રી શ્રીશ્રી શ્રીશ્રી**

**શ્રીશ્રીશ્રી શ્રીશ્રીશ્રી શ્રીશ્રીશ્રી**

ત્યારપછી મથાળા તરફ કુમકુમથી સ્વસ્તિક (સાથીઓ) કરવો અને છાંટણા કરી ઉપર અખંડ નાગરવેલનું પાન મુકવું અને તે પાન ઉપર સોપારી, એલચી, લવીંગ અને રૂપાનાણું મુકવું. પછી ચોપડાને ફરતી જળધારા દઈને વાસક્ષેપ, અક્ષત અને પુષ્પની કુસુમાંજલી હાથમાં લઈ નીચેનો શ્લોક બોલી ચોપડા ઉપર તે કુંસુમાંજલી ક્ષેપવી.

मंगलं भगवान वीरो । मंगलं गौतमः प्रभुः
मंगलं स्थूलिभद्राद्या । जैनो धर्मोऽस्तु मंगलम् ॥

**॥ अथ श्री मंत्रस्तवनप्रारंभः ॥**

स्वः श्रीयं श्रिपदर्हतः । सिद्धा सिद्धिपुरीपदम् ॥
आचार्याः पंचधाचारं । वाचका वाचनां वराम् ॥ १ ॥
साधवः सिद्धिसाहाय्यं । वितन्वन्तु विवेकिनां ।

मंगळानां च सर्वेषाम प्रथमं भवति मंगलम् ॥ २ ॥
अर्हमित्यक्षरं माया- बीजं च प्रणवाक्षरं ॥
एनं नानास्वरूपं च ध्येयं ध्यायन्ति योगिनः ॥ ३ ॥
हृ पद्मषोडशदल—स्थ वितं षोडश क्षरं ॥
परमेष्ठिस्तुतेर्बीजं । ध्यायेदक्षरदं मुदा ॥ ४ ॥
मंत्राणामादिमं मंत्र । तंत्रं विघ्नौघनिग्रहे ॥
ये स्मरंति सदैवैनं । भवंति जिनप्रभाः ॥५ ॥

ત્યાર પછી નીચે લખેલ મંત્ર બોલતા જવું અને દરેક દ્રવ્યથી શારદાપૂજન કરતા જવું.

## मंत्र.

ॐ ह्रिँ श्री भगवत्यै, केवलज्ञानस्वरूपाय, लोकालोक-प्रकाशिकाय सरस्वत्यै जलं समर्पयामि स्वाहा—इति जलपूजा।

એવી રીતે મંત્ર બોલતાં જવું, અને જલને બદલે જે દ્રવ્યની પૂજા અનુક્રમે આવતી જાય તે દ્રવ્ય સમર્પયામિ એમ બોલતાં જવું.

(૧) [1]જલપૂજા પછી (૨) [2]ચંદન (૩) પુષ્પ (૪)

---

૧ જલ પૂજા એટલે સૂક્ષ્મ છાંટણાં અથવા ઝરતી ધારા દેવી. ૨ આ ચંદનપૂજામાં કેશરયુક્ત સુખડ અથવા એકલી સુખડના છાંટણા કરવાં.

ધુપ (૫) દીપ (૬) અક્ષત (૭) નૈવેદ્ય (૮) ફલ. એમ આઠ દ્રવ્યથી પૂજા કર્યા પછી બે હાથ જોડી નીચેનું સ્તોત્ર બોલવું તથા સાંભળવું.

## अथ श्री शारदास्तवन प्रारंभः ॥

वा देवते भक्तिमतां स्वशक्ति। कला पवित्रा शितविग्रहा मे॥
बोधं विशुद्धं भवतां विधत्तां । कलापवित्राशितविग्रहा मे ॥१॥
अक्षप्रवीणा कलहंसपत्रा । कृतस्मरेणानमता निहंतु ॥
अंकप्रवीणा कलहंसपत्रा । सरस्वती शश्वदपोहताहः ॥२॥
ब्राह्मी वीजेपीष्ट विनिद्रकुंद । प्रभावदाता घनगर्जितस्य ॥
स्वरेण जैत्री ऋतुना स्वकीय । प्रभावदाता घनगर्जितस्य ॥३॥
मुक्ताक्षमाला लसदौपधीशाऽग्रस्मलाभाति करे त्वदीये ॥
मुक्ताक्षमाला लसदौपधीशा, वां प्रक्ष्य भेजे मुनयोऽपि हर्षम् ॥४॥
ज्ञानं प्रदातु श्रवणां भवाति, शयालुनानां भवपातकानि ॥
त्वं नेमुषां भारति पुंडरीकं, यशालुनानां भवपातकानि ॥५॥
प्रौढप्रभावा समपुस्तकेन, ध्यातासि येनांवि विराजीहस्ता ॥
प्रोढप्रभावा समपुस्तकेन, विद्यासुधापूरमदूरदुःखा ॥६॥
तुभ्यं प्रणामः क्रियते मयेन, मरालवेन प्रमदेन गातः ॥
अतिप्रतापे भुवि तस्यताम्रमरालयेन प्रमदेन वातः ॥७॥

रुच्यारविंदभ्रमदं करोति वेल यादियोऽर्षनि तेंऽघ्रियुग्मं ॥
रच्यारविंदभ्रमदं करोति स स्वस्य गोष्टीं विदुषां प्रविश्य ॥८॥
पादप्रसादात्तव रूपसंपन्, लेखाभिरामोदितमानवेशः ॥
अवेन्नरः सूक्तिभिरेव चित्रोलेखाभिरामोदितमानवेश ॥९॥
सितांशुकांते नयनाभिरामां मूर्ति समाराध्य भवेत् मनुष्यः ॥
सितांशुकांते नयनाभिरामांधका सूर्य क्षितिपावतंसः ॥१०॥
येन स्थितंत्थामगु सर्वतार्थ्यैः समाजितामानतमस्तकेन ॥
दुर्वादिनां निर्दरितं नरेंद्र समानितामानतमस्तकेन ॥११॥
सर्वज्ञवक्त्रतामरसांकलीनां मालोंन्नती प्रयणमंथरया दशेव ॥
सर्वज्ञवक्त्रवरतामरसांकलीनांप्राणीतु विश्रुतयशाश्रुतदेवता नः॥१२॥
क्ष्मातुतिनिविडभक्तिजडप्रक्तैर्गुंफेगिरीमितिगिरामधिदेवता सा ॥
बालोऽनुकंप्य इतिरोपयतु प्रसादस्मेरां दृशं मयि जिनप्रभसूरिवर्ण्यां॥१३॥

ત્યારપછી આરાત્રિક (આરતિ) ઉતારવી અને પછી ગૌતમ છંદ બોલી દાન આપવું.

## ગૌતમ છંદ.

અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણો ભંડાર
તે ગુરૂ ગૌતમ સમરીએ, વંછીત ફલ દાતાર. ૧

પ્રભુ વચને ત્રીપદી લહી, સુત્ર રચે તેણીવાર.
ચઉદે પુર્વમાં રચે, લોકાલોક વિચાર. ૨

ભગવતી સૂત્રે કર નમી, બંભી લીપી જયકાર.
લોકલોકોત્તર સુખ ભણી, ભાષા લીપી અઢાર. ૩

વીર પ્રભુ સુખીયા થયા, દીવાળી દીન સાર.
અંતર મહુરત તત્ક્ષણે, સુખીઓ સહુ સંસાર ૪

કેવળજ્ઞાન લહે તદ, શ્રીગૌતમ ગણધાર,
સૂરનર હરખ ધરી પ્રભુ, કરે અભીષેક ઉદાર. ૫

સુરનર પરષદા આગળે, ભાષે શ્રીસુત જાણ.
નાણથકી જગ જાણીએ, દ્રવ્યાદિક ચોઠાણ. ૬

તેશ્રુત જ્ઞાનને પૂજીએ. દીપ ધુપ મનોહાર;
વીર આગમ અવીચળ રહો, વરસ એકવીશ હજાર ૭

